॥ ૐ તત્સત્ પરમાત્મને નમઃ ॥

શ્રી

# સંગીત ભજન ભંડાર

## ભાગ ૧ લો.

શ્રી ઉમરેઠ ભજન મંડળીમાં ગવાતાં
ભજનોનો સંગ્રહ કરી
મંડળ તરફથી છપાવી પ્રસિદ્ધ કરનાર


**શા. મોહનલાલ મગનલાલ**
તથા
**શા. નાથાલાલ ગરબડદાસ**
ઉમરેઠ


હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને,
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.


કીમત બે આના.

॥ ॐ તત્સત્ પરમાત્મને નમઃ ॥

શ્રી

# સંગીત ભજન ભંડાર

## ભાગ ૧ લો.

શ્રી ઉમરેઠ ભજન મંડળીમાં ગવાતાં
ભજનોનો સંગ્રહ કરી
મંડળ તરફથી છપાવી પ્રસિદ્ધ કરનાર

**શા. મોહનલાલ મગનલાલ**
તથા
**શા. નાથાલાલ ગરબડદાસ**
ઉમરેઠ

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને,
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.

**કીંમત બે આના.**

મળવાનાં ઠેકાણાં—



**શા. ભોગીલાલ મોહનલાલ**
મેનેજર—શ્રી ઉમરેઠ ભજન મંડળ
વડા બજાર—ઉમરેઠ.

**શા. મંગલદાસ મનસુખદાસ**
કાપડના વેપારી, ઓડ બજાર—ઉમરેઠ.

**દોશી ચંદુલાલ હરિલાલ** અનાજના વેપારી
લક્ષ્મીજીની પોળ સામે—ડાકોર.

**શા. ચંદુલાલ ચુનીલાલ** અનાજના વેપારી
લક્ષ્મીજીની પોળ સામે—ડાકોર.

---


| | | |
|---|---|---|
| આવૃત્તિ પહેલી | પ્રત ૧૦૦૦ | સંવત ૧૯૮૪ |
| આવૃત્તિ બીજી | ,, ૨૦૦૦ | સંવત ૧૯૮૪ |
| આવૃત્તિ ત્રીજી | ,, ૧૦૦૦ | સંવત ૧૯૮૬ |

**અમદાવાદ**—આદિત્ય મુદ્રણાલયમા ગજાનન વિ. પાઠકે છાપ્યું.
અને શા. મોહનલાલ મગનલાલ તથા નાથાલાલ ગરબડદાસે
ઉમરેઠમાં પ્રગટ કર્યું.

॥ श्री कृष्णाय नमः ॥

# બે બોલ

**મનુષ્ય યત્ન ઈશ્વરકૃપાઃ**

જ્યારે કોઈ વાત પોતાના અનુભવની હોય ત્યારે તેને માટે પ્રમાણ શોધવા જવું પડતું નથી. અમારા સ્નેહી શ્રી. દેવશંકર રામચંદ્ર ઉર્ફે શનીભાઇ હરીહર ભક્ત તથા શાઃ. નાથાભાઇ ગરબડદાસ કેટલાક સમયથી અમોને ભજન મંડળી સ્થાપવાનો આદેશ કર્યા કરતા હતા. અમારૂં મોળાપણું એટલી તીવ્રતાની હદે પહોચ્યું કે તે મહાનુભાવોએ અમને કહેવાનું છોડી દીધું. ગમે તેમ કહો પણ તેમના આ વર્તને અમારા હૃદયમાં રોપાયલા બીજનો ફણગો ફૂટયો અને વિચાર અમલમાં મુકવા જેટલી પ્રબળતા ઉદ્દભવી. હૃદય-એ એક અનુભવ અને વિચારોનું સંગ્રહસ્થાન છે તેનો અમોને અનુભવ થતા સં. ૧૯૮૩ ના શ્રાવણ સુદ ૧૧ ના રોજ શ્રી ડાકોર મુકામે પ્રથમથી જ સ્થપાયેલી ભજનમંડળી કે જે ગામથી થોડે દૂર ગોમતીને કિનારે તુળસીવાડી ઉર્ફે કદમવાડીના નામથી ઓળખાતા સ્થાનમાં દરેક એકાદશીની રાત્રે હરિ-સ્મરણ કરવા જાય છે ત્યાં જવાનો વિચાર ઉત્પન્ન થયો અને કુદરત સાનુકૂળ હોવાથી ગયા પણ ખરા.

જો હૃદય દઢ ન હોય તો કદી ન જોયેલા સ્થાનમાં રસ્તાની દુર્દશા, પાણીના મારાથી ભરાયલાં ખાબોચીયા, ઘાસ અને વિકટતાથી પાછા ફર્યા હોત! પણ જવું જ એ નિશ્ચયબળ ઉપર દરેકને શ્રદ્ધા હોવાથી ગમે તેવા વિકટ પ્રસંગોની પરવા ન રાખતાં નિયત સ્થાને પહોંચ્યા જ. કાચા હૃદયના માણસો અડધેથી જ પાછા ફરે એવી

ભયાનકતાનો ભાસ થતો, પણ નિશ્ચયબળ એક અનેરી વસ્તુ છે કે જે ખુદ પ્રભુને પણ સામે આવવાની ફરજ પાડી શકે છે.

દરેક પ્રસંગો એવા જ અનુભવાય છે કે દુ:ખ પછી સુખ; અને આ કિસ્સામાં પણ તેમ જ બન્યું. આટલી વિકટતા પસાર કર્યાં પછી અમો તુળસીવાડીમા આવ્યા. ત્યા આવેલી મહારાજની મઢુલી જોઇ અને ત્યાની રમણીયતાથી આનંદ પામ્યા. ભજન કરવા જે જગ્યાએ બેસવાનું તે કેટલું સ્વચ્છ અને સુન્દર ! દશ વાગે ભજન શરૂ થયું, અમે પણ આવા પ્રસંગે દૂર રહી શકયા નહિ અને ભજનમાં જોડાયા. રાત્રી આનંદમાં પસાર કરી સવાર થતાં પાછા ફર્યા. પણ કેવી રીતે ? ઉમરેઠ જઇ તુર્ત જ ભજનમંડળી સ્થાપવાની ભાવના અને પ્રબળ ઇચ્છા સાથે. અને તે હરિહર ભક્તના અંતરાનંદનો અમને ત્યારે ખ્યાલ આવ્યો કે જે આનંદ તેઓ લેતા તે આનંદનો લાભ અમને પણ મળે તે હેતુથી તેમણે જે બીજ રોપણ કરવાનું જારી રાખેલું તે આજના પ્રસંગે સત્ય સ્વરૂપમાં સમજાયું. અને અમોએ સંવત ૧૯૮૩ ના શ્રાવણ વદી એકાદશીના રોજ ઉમરેઠ ગામના છેડે આવેલા તળાવ સામે શ્રી રણછોડરાયજી મહારાજની બેઠક ઉર્ફે ઓળખાતાં પગલા કે જ્યા શ્રી રણછોડરાયજી મહારાજના ઉપયોગાર્થે વિશાળ જગો રોકી બગાચો બનાવેલો છે, અંદર બે ત્રણ મકાનો, એક કુવો પણ છે—તેવી રળિયામણી જગાએ ભજન મંડળીની સ્થાપના કરી. આ ભજન મંડળી કુલ ૩૫ સભ્યોથી સ્થપાયલી છે. આ ભજન મંડળીનો મુખ્ય હેતુ કેવળ દરેક એકાદશીની રાત્રિએ પૂર્ણ પુરૂષોત્તમ પરિબ્રહ્મ એવા શ્રી કૃષ્ણચંદ્ર ભગવાનને યાદ કરવા તેટલો જ છે. તે સ્થાને એકાદશીએ ઘણા માણસો પ્રભુભજન કરવા આવે છે.

ખેડાની ભજનમંડળીના મહાત્મા શ્રી પરમાનંદ પાગલ મહારાજ ઘણો વખત અમોને પોતાના વચનામૃતનું પાન કરાવી ગયા છે અને અમોને ઘણો આનંદ આપ્યો છે.

મહાત્મા પુરૂષોનો જન્મ આ ભવાબ્ધિમાં કેવળ લોકકલ્યાણાર્થે હોય છે. તેનો પ્રત્યક્ષ અનુભવ અમોને થયો છે. તેઓશ્રી જ્યારે અત્રે પધારે છે ત્યારે અમોને જરૂર યાદ કરે છે અને કંઇક કંઇક લાભ આપે છે. અમો તેઓશ્રીનો તન મનથી ઉપકાર માનીએ છીએ.

ડાકોર ભજનમંડળી અને તુળસીવાડી જેવા રમણીય સ્થાનથી અમો જે ઉત્સાહી બન્યા છીએ અને અમારી વૃત્તિઓને સ્ફુર્તિ મળી છે તેથી અમો તે મંડળીનો ઉપકાર માનીએ છીએ.

મહાપુરૂષોની પ્રસાદી-કૃપા આ ભવસાગરને તરવા એક સાધનરૂપ હોવાથી ભાવિક ભક્તજનો આ ભજન ભંડાર કે જેની અંદર અમારી ભજન મંડળીમાં ગવાતાં મુખ્ય મુખ્ય ભજનો જે મહાપુરૂષોની વાણીરૂપ કેવળ પ્રભુના ગુણારવિંદ માટે કરેલો તે તથા અમારી ભજન મંડળીના સભ્યોનાં બનાવેલાં તે બંનેના સંગ્રહ અહનિંષ પોતાની સન્નિધિ રાખી કંઇક પ્રયાસ કરશે તો આ ભજન મંડળીનો આ પુસ્તક છપાવ્યાનો શ્રમ સફળ થયો મનાશે.

ઉમરેઠ-પવિત્રા એકાદશી
સંવત ૧૯૮૪

મોહનલાલ મગનલાલ શાહ.
કાપડવાળા



## અનુક્રમણિકા

## શ્લોક

રાધા કૃષ્ણેતિ હે ગોપયે જપંતિ પુનઃ પુનઃ
ચતુર્પદાર્થં કિં તેષાં સાક્ષાત્કૃષ્ણોઽપિ લભ્યતે

શ્રીગર્ગસંહિતા

**અર્થ**—હે ગોપ ! 'રાધા કૃષ્ણ, રાધા કૃષ્ણ' એ પ્રકારે જે કોઈ વારંવાર જપે છે; તેને ધર્મ, અર્થ, કામ, મોક્ષ, કંઈ પણ દુર્લભ નથી. પરંતુ જે સાક્ષાત્ શ્રી કૃષ્ણ છે તે પણ પ્રાપ્ત થાય છે.



# શ્રી ઉમરેઠ ભજનમંડળીમાં ગવાતાં ભજનો.

## ભાગ ૧ લો.

### ભજન. (સાખી)

ડુંડાળો દુઃખ ભંજનો, સદાયે બાળે વેશ
પ્રથમ પહેલો સમરીયે, ગવરી પુત્ર ગણેશ
સીયાવર રામચંદ્રકી જે.

ગવરી તારા પુત્રને, વીનવું વારંવાર,
સકળ વિશ્વ ત્રિલોકમાં, પ્રથમ પૂજા થાય. „
આસન લીજીયે પ્રેમનાં, પધારો પ્રભુ દયાળ
ગુણ ગાઉં હું તમતણા, આવી સ્વીકારો મોરાર „

### ભજન ૧

લાગે સૌથી રૂપાળો શામળોજી
શીરે ઓઢે છે કાળો કામળોજી

વાલો ધેનુ ચરાવે વનમાંજી
તોય બેઠો છે મારા તનમાંજી
એ.......બંસી બજાવી, તાન તીખા સુણાવે
ચીત્ત ચોરી લીયે છે, એ નંદકુંવરજી. લાગે૦

---

**ભજન ૨**

જય જય નોધારાના આધારા રે,
સીતાપતી છો પ્રાણ હમારા,
હાંરે રઘુપતી છો પ્રાણ હમારા.
એ.......જન્મ થતા પહેલાં, પયોધરની માંહ્ય,
પ્રભુ દેખાડી દુધની ધારા,
હાંરે પ્રભુ દેખાડી દુધની ધારા.
અગ્નીની હોળીથી હમને ઉગાર્યા પ્રભુ, (૨)
એવા જઠરાથી જાળવનારા રે,
સીતાપતી છો પ્રાણ હમારા.
એ.......નારદ સારદ વ્યાસ વીષારદ,
ગાવે સદા ગુણ તારા,
હાંરે પ્રભુ ગાવે સદા ગુણ તારા.
સુખ કરનારા દુઃખ હરનારા, (૨)
એવા અમીધર ઉર વસનારારે,
સીતાપતી છો પ્રાણ હમારા.

---

### ભજન ૩

ઓ મોહન મારા, વીનતી ના ઉરથી વીસારોજી
ઓ પ્રીતમ પ્યારા, સમજુને સહેજ ઇસારોજી,
મુજ અપરાધો ગણતાં મોહન, આવે નહી કંઈ આરોજી
બાંહ્ય ગ્રહો બળવંતા બેલી, આવી આપ ઉગારોજી
—ઓ મોહન મારા.
ગીધ ગુણીકા ગજ સર્વે તાર્યાં, પ્રેમે સુણી પોકારોજી,
એથી અધમ કૃતિ હોય અમારી, તોપણ ત્રીકમ તારોજી
—ઓ મોહન મારા.
કામી કુટીલ ક્રોધી કપટી છું, ઉરમાં આપ વિચારોજી,
આ ભવ દરીયો, દુઃખનો ભરીયો, બાંહ્ય ગ્રહીને તારોજી
—ઓ મોહન મારા.
દયા ધણી છો ધરણીધરજી, અરજી ઉરમાં ધારોજી.
અમીધરજી સુખ કરજો સ્વામી, શરણ પડયાને તારોજી
—ઓ મોહન મારા.

---

### ભજન ૪

મીઠી મીઠી મધુરી વેણુ વાગે,
સુણી મારા ચીતડામાં ચટપટી લાગે,
મધ રાત્રે વેરણ થઇને બોલે,
સુણી મારા તનડાના તાર સહુ ડોલે.
જરા લાગે મીઠું તાન, ત્યાં હું થાઉં બેભાન,
આતાં બજાવતાં કાન, મારો તરફડે છે જાન—'મીઠી મીઠી૦

## સાખી

ટહુ ટહુ ટહુકા નાખતી, કરતી ઘણો ગુંજાર;
પવનથી રતી પાડતી, કાળજડામાં સાર.
હાંરે મને એના વીના નવ ચાલે,
મળે મનના મોહન, તો તો થાએ આનંદ—મીઠી મીઠી૦

## ભજન ૫

પ્યારા ગોવિંદ ગુણ ગાશું, રાણાજી હમે પ્યારા ગોવીંદ ગુણ ગાશું.
ચરણામૃતનો નિયમ હમારે, નિત્ય ઉઠી મંદિર જાશું-રાણાજી.
રાણોજી રૂઠશે તો રાજ તજાવશે, ભગવાન રૂઠે તો મરી જાશું ,,
ઝેરના પ્યાલા રાણાજીએ મોકલ્યા, અમૃત ગણીને પી જાશું ,,
રામના નામની ઝાઝ બનાવી, તેમાં બેસીને તરી જાશું ,,
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ ચરણકમળ વારી જાશું ,,

## ભજન ૬

તમને રીસ ઘણેરી ચઢશે રાજ, કાના કહેવું પડશે.
માસીને તમે હાથે મારી, મામાનું મુળ કાઢયું.
મામા કેરૂં ધન જ આવ્યું (૨) દ્વારાપુર વસાવ્યું રાજ-કાના૦
પાંડવ જ્યારે થયા તમારા, બહુ વાતે વણસાડયા,
કૌરવને નગરમાં રાખી (૨) પાંડવ વનમાં કાઢયા રાજ-કાના૦
દ્રુપદસુતાએ તમને ભજીયા, તેને મહા શોકવાન કીધી,
પાતળીયાજી પાસે રહીને (૨) તેની લાજો લીધી રાજ-કાના૦

સગાળશા શેઠે જ્યારે સદાવ્રત બાંધ્યું ત્યારે પારખું લેવા ધાયા,
કુંવર કેલૈયો હાથે મરાવ્યો(૨)એવા કપટી કહેવાયા રાજ–કાના૦
પ્રહલાદજીએ જ્યારે પ્રતિજ્ઞા લીધી, ત્યારે નરસીંહ રૂપજ ધાર્યો
ફાટયો સ્થંભ ને પ્રગટયા મોરારી,હીરણાકસ્યપુ માર્યો રાજ–કાના૦

---

## ભજન ૭

તમારો ભરૂસો મને ભારી રે,
હો રામ રાજા તમારો ભરૂસો મને ભારી.
જળથી ડુબતો સ્વામી, ગજેંદ્ર ઉગાર્યો વહાલા,
ગ્રાહને નાખ્યો રામ મારી રે. હો રામરાજા૦
પ્રહ્લાદ કારણ સ્વામી, સ્થંભેથી પ્રગટયા વહાલા
હીરણ્યકશ્યપુ નાખ્યો મારી રે. હો રામરાજા૦
લાખાભુવનમાં સ્વામી, પાંડવ ઉગાર્યા વહાલા,
રાખી નાસવા રામ બારી રે. હો રામરાજા૦
જુનાગઢમાં સ્વામી, ભણે નરસૈંયો વહાલા,
હેતેથી હુંડીઓ સ્વીકારી રે. હો રામરાજા૦
બાઈ મીરાં કહે છે પ્રભુ ગીરધરના ગુણ વહાલા,
ચરણકમળ બલીહારી રે. હો રામરાજા૦

---

## ભજન ૮

તું તો હાલને મારે છેતર રે હો કરહનીઆ,
કરહનીઆ રે મને દરહન દેજે ચ્યારની રહી છું તાચી,

તારે ને મારે હગપણ હાચૂં, એ તો જાણે જહોદા કાચી
—રે હો કરહનીઆ.

ઝાઝા ઘીમાં મેં તો ખીચડો રાંધ્યો, માંહી મગચોળો નાંછયો,
આપણુ બે જણ ભેળા રે જમહુ, ઓલ્યા છોરાં ઉરાડહે માંછયો,
—રે હો કરહનીઆ.

હામે હેઇડે બોરડી વાવી, તેનાં મેઠાં મેઠાં બોરાં,
આપન બેઉ જણ બોરાંરે વેણહું, ઓલ્યાં છોરાં તે ચારહે ઢોરાં
—રે હો કરહનીઆ.

નવા ઘઉંનો મેં તો પુંકજ પાડયો, માળા હેઠળ મૂક્યો,
કરહનીઆ રે મેં તો તારે કારણુ હળવે હળવે ફૂંક્યો
—રે હો કરહનીઆ.

મારા છેતરમાં કાળીંગડી વાવી, તેની લાંબી લાંબી લૂમો,
કરહનીઆરે તું તો છાંનોમાંનો આવજે, અલ્યા રખેને પાડતો બૂમો
—રે હો કરહનીઆ.

કરહનીઆ રે મને હેત કરીને, દાડી દાડી દરહન દેજે,
મહેતા નરસૈયાના સ્વામી શામળીઆ તારે જોઇએ તે માગી લેજે
—રે હો કરહનીઆ.

---

## ભજન ૯

હૈયાના ફુટયા હરિ સંગે હેત ન કીધું,
લખચોરાશી કેરૂં લગડું (૨) માથે વ્હોરી લીધું રે—હૈયાના.
પેટ અર્થે પાપ કરતાં પાછું ફરી નવ જોયું,
ચાર દિવસના જીવતર સારૂ (૨) મન માયામાં મોહ્યું રે—હૈયાના.

જન્મ મરણુ દુઃખ ગર્ભવાસનું, તે નવ શકીયો ટાળી,
માત પીતા યુવતી સુત સંગે, (૨) વીસાર્યાં વનમાળીરે—હૈયાના.
આળસ ને અજ્ઞાન અતિશય, કામ બગાડે તારૂં;
દેવાનંદ કહે દેખ વિચારી (૨) માન કહ્યું તું મારૂં રે—હૈયા૦

## ભજન ૧૦

જે પ્રભુને પ્રેમે ભજશે, તે સ્હેજે ભવજળ તરશે,
માટે ચેતો પ્રભુ ભજ્યામાં સાર છે.
પુત્ર ને પરિવાર તે કામ ન લાગે લગાર—માટે ચેતો
મારૂં મારૂં કરતાં, દીઠાં વ્હાલાં કંઈ મરતાં ,,
ક્રોડાધીપતિ કહાવે, પણુ પાઈ ન પાસે આવે ,,
સ્વાર્થના સૌ બેલી અંતે મેલશે ઠેલી ,,
આવ્યાતા મુઠી વાળી, જાશો મુઠી ઉઘાડી ,,
પાપ પુણ્ય હાથે, કીધેલાં આવે સાથે ,,
જે જે દિન જાશે, તે પાછા નવ દેખાશે ,,
શનુ કહે પોકારી, છે કાળ તણી ગતી ન્યારી ,,

## ભજન ૧૧

હરિ ભજતાં હજુ કોઇની લાજ જતાં નથી જાણીરે
જેની સુરતા શામળીયાની સાથ, વદે વેદ વાણી રે
વહાલે ઉગાર્યો પ્રહ્‌લાદ, હીરણ્યાકશ્યપુ માર્યો રે
વિભીષણને આપ્યું રાજ, રાવણ સંહાર્યો રે
વહાલે મીરાંબાઇનાં ઝેર, હળાહળ પીધાં રે
પુર્યાં પંચાળી કેરાં ચીર, પાંડવ કામ કીધાં રે

વહાલે નરસૈં મ્હેતાનો હાર, હાથો હાથ આપ્યો રે
ધ્રુવને આપ્યું અવીચળ રાજ, પોતાનો કરી સ્થાપ્યો રે
વહાલે અમરીષની ઓળખાણ, અવતાર દશ લીધા રે
સુદામાની ભાગી ભુખ, અંતે સુખ દીધાં રે
આવો હરી ભજવાનો લ્હાવો, ભજન કોઈ કરશે રે
કર જોડી કહે પ્રેમળદાસ, ભક્તોનાં દુઃખ હરશે રે.

---

## ભજન ૧૨

હવે રણછોડ રંગીલો, મને બસ પ્રાણ પ્યારો છે
હૃદયમાં મૂરતિ તારી, વિના સંસાર ખારો છે
ગોપીકા પ્રેમમાં ઘેલી, બની તુજ કારણે વહાલા
વીખુટા નાથ નવ થાશો, સેવક તુજ દાસ વિનવે છે
નથી કંઈ આશરો મારે, તમો શીર સ્વામી છો મારા
દાસના દુષ્ટ દુર્ગુણો, હવે નક્કી થશે ન્યારા
સદાને કાજ હો સ્વામી, હમોને બુદ્ધિ એ આપો
મોક્ષનાં દ્વાર ગર્જવા, હૃદયમાં ચક્ષુઓ સ્થાપો
તિતિક્ષણુ તેજમય મુર્તી, રૂપાળું રૂપ છે સારૂં
લાભ લેવાને ઝાંખીનો એકાદશી વ્રત મેં ધાર્યું
લગન તારી મને લાગી, વિસારો નહિ હવે વહાલા
દયા કરી હો દયાનીધી, દરશન આપજો પ્યારા
નિરંતર નામ તારૂં છે, બીજું સર્વે અકારૂં છે
મુરખ હું મૂઢ પ્રાણી પર, બીરદ મોટું તમારૂં છે

અરીનાં મૂળ ઉખેડી, દેવોનાં દુખડાં કાપ્યાં
ભુતળનો ભાર ઉતારી, ભકતોને સુખ તો આપ્યાં
કરી બોડાણા ઉપર મ્હેર, પ્રભુ આવ્યા ભકતની ઘેર
અર્જુનની એજ અરજી છે, ઉગારો હો પ્રભુ હમને.

---

### ભજન ૧૩

હમે બાર બાર છોગલાં મેલ્યાં છોગાળા,
ડાકોરવાળા તારી જાત્રામાં
હમે થઇએ ગાંડા ને ઘેલા છોગાળા–ડાકોરવાળા૦ ,,
હમે ગોમતીના નીરમાં નાહિશું છોગાળા ,,
નાહિ નીરે ને પાવન થઇશું ,,
ત્યાં માખણીયો છે આરો ,,
નાહ્ય તેનો સફળ જન્મારો ,,
તારૂં દેહરૂં ગગનમાં ગાજે ,,
દરવાજે નોબત વાગે ,,
સામે ડંકનાથનો આરો ,,
ત્યાં તો સંગ ભરાય છે સારો ,,
આઠે દહાડે તારો વરઘોડો ,,
તારો જુગમાં ન મળે જોડો ,,
પ્રેમ થકી હરીજન ગાએ ,,
તેનાં દુઃખ દરીદ્ર જાયે ,,

---

## ભજન ૧૪

આવ્યા શ્રી ડાકોર તારવા, રણછોડરાય આવ્યા શ્રીડાકોર તારવા
ભાગલી તે વહેલ વહાલે વૈમાન બનાવ્યું, વચન બોડાણાનું પાળવા
—રણછોડરાય.
ગોમતી સંતાયા પોતે ગરૂડાગામી, ગુગળીને પાછા કાઢવા
—રણછોડરાય.
સવા વાલની વાળીએ તોલાવ્યા, ગંગાબાઈનાં માન વધારવા
—રણછોડરાય.
દાસ શનુ પોકારીને કહે છે, ભક્તોનાં દુઃખ ટાળવા
—રણછોડરાય.

---

## ભજન ૧૫

મારા રૂપાળા રંગીલા રણછોડજી,
રૂડાં તમારાં નામ મારા અલબેલા.
ડાકોર ઉપર દયા કરી કંઇ પાવન કર્યો ગુજરાત—મારા અલબેલા૦
પીળાં પીતામ્બર પ્હેરીયાં કંઇ કસબીયારી કોર ,,
બાંહ્યે બાજુબંધ બેરખા તારી દશે આંગળીએ વેઢ ,,
શિરપર મુગટ શોભતા તારે કંઠે એકાવળ હાર ,,
તારી હબચીએ હીરલો જગમગે, એના તેજતણો નહિ પાર,,
કેડે કંદોરા શોભતા પગે ઝાંઝરનો ઝમકાર ,,
પાયે પીયુરંગ મોજડી તારી ચમકતી છે ચાલ ,,
મ્હેતા નરસૈંનો સ્વામી શામળો, મારે વ્હાલે રમાડયા રાસ ,,

## ભજન ૧૬

તારો નેડો લાગ્યો મુજને રાજા રણછોડ રે
રાજા રણછોડરે, રંગીલા રણછોડ રે —તારો નેડો૦
અધમ ઓધારણ નામ તમારૂં મહાત્મ્ય એનું મોટું રે
હરતાં ફરતાં તુજને સમરૂં બાકી સર્વે ખોટું રે-તારો નેડો.
કાશી દેખી દેખી દ્વારકાં, તીરથ દેખ્યાં ઝાઝાં રે
સત્સંગમાં બેઠો ત્યારે, મનડે મૂકી માજા રે-તારો નેડો.
ભવસાગરમાં હું અથડાઉં, સગા સંબંધી લુંટે રે
દાસ ઉપર જો દયા કરો તો, ભવના બંધન છુટે રે-તારો નેડો.

---

## ભજન ૧૭

મોતીયાંવાળા રણછોડજી રે,
નીરખી નયનાં ટાઢાં થાય હો લાલ-મોતીયાંવાળા
તમારાં મોતીયાં લળી લળી જાય હો લાલ ,,
તમને નમી નમી લાગું પાય હો લાલ ,,
વહાલા લાગો છો રણછોડરાય હો લાલ ,,
ડાકોરપુરી પાવન કરી રે
પાવન કીધાં છે ગોમતી તળાવ હો લાલ ,,
દરવાજે ચોઘડીયાં વાગી રહ્યાં રે
ત્યાં તો માનુની મંગળ ગાય હો લાલ ,,
શોભા શી રે કહું મારા નાથની રે
વહાલો મારો તેજ તણો અંબાર હો લાલ ,,

રિદ્ધિ સિદ્ધી શી કહું મારા નાથની રે,
વહાલો મારો રતન સીંહાસન બેઠો હો લાલ મોતિયાંવાળા૦
સાકર માખણનો મહીમા ઘણો રે,
મહાજન વેચે છે અપાર હો લાલ ,,
મ્હેતા નરસૈનો સ્વામી શામળો રે
હમને ફરી રમાડયા રાસ હો લાલ ,,

---

## ભજન ૧૮

વાગે છે રે વાગે છે તારી કાયામાં ઘડીઆળ વાગે છે
આ રે કાયાના દશ દરવાજા, નીતીની નોબત વાગે છે
—તારી કાયામાં.
આ રે કાયામાં બાગ બગીચા, ભમરો સુગંધી માગે છે
—તારી કાયામાં.
આરે કાયામાં જ્યોત જલત હે તેજના ઝીંઝકાર વાગે છે
—તારી કાયામાં.
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ સંતો અમરાપુર મહાલે છે
– તારી કાયામાં.

---

## ભજન ૧૯

વાગે છે રે વાગે છે વંદ્રાવન મોરલી વાગે છે
એના શબ્દ ત્રિલોકમાં ગાજે છે વંદ્રાવન મોરલી.
આ તીરે ગંગા ને પેલી તીરે જુમના, વચમાં ગોકળીઉં ગાજે છે
—વંદ્રાવન.

વંદ્રાવનને મારગ જાતાં, દાન દધીનાં માગે છે---વંદ્રાવન૦
વંદ્રાવનમાં વહાલે રાસ રચ્યો છે, મારો વહાલોજી થૈ થૈ નાચે છે
—વંદ્રાવન૦
વંદ્રાવનની કુંજગલનમાં રાધા ને કૃષ્ણ બિરાજે છે—વંદ્રાવન૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ એના દર્શનથી દુઃખ ભાગે છે
—વંદ્રાવન૦

---

## ભજન ૨૦

હરિ મારા હ્રદયે રહેજો, પ્રભુ મારી પાસે રહેજો, જોજો ન્યારા
થતા રા....મ તે દિનનો વિશ્વાસ છે, મને તે દિનનો વિશ્વાસ છે.
ધના ભગતે ખેતર ખેડયું, વેળુ વાવી ઘેર આવ્યા રા..મ તે દિનનો૦
સંત જનોનાં પાત્ર પુર્યાં (૨) ઘઉંનાં ગાડાં ઘેર લાવ્યા રા....મ,,
મીરાંબાઇને મારવા જ્યારે રાણે હઠો લીધી રા....મ ,,
ઝેરના પ્યાલા અમૃત કરીયા (૨)ત્રીકમ ટાણે પધાર્યાં રા....મ,,
જુનાગઢના ચોકમાં જ્યારે નાગરે હઠો લીધી રા....મ ,,
નરસૈયાની હુંડી લઇને (૨) દ્વારકામાં દીધી રા....મ ,,
ભીલડીનાં એઠાં બોર વાલો, પ્રેમથી આરોગ્યા રા....મ ,,
ત્રીભુવનના નાથ તમને (૨) મીરાંબાઇએ ગાયા રા....મ ,,
ભકત બોડાણાએ તમને ભજ્યા ત્યારે ઘેર પ્રભુ પધાર્યાં રા....મ,,
ગંગાબાઇનાં માન વધાર્યાં (૨) વાલ સવાયે તોળાયા રા....મ,,

---

## ભજન ૨૧

વારી વારી રે નંદના લાલ તારા લટકાને
બલીહારીરે રણછોડરાય, તારા લટકાને
બલીહારીરે દીનદયાળ, ,,
લટકે વામન રૂપ ધરીને, ઉભા બળીને દ્વારરે
ઉઠી ચરણ અવની જઇ જાચ્યા, બળી ચાંપ્યો પાતાળ-તારા.
લટકે સ્થંભથી પ્રગટ થઈને, નૃસીંહ રૂપને ધાર્યોરે
લટકે પ્રહલાદ ભકત બચાવ્યો, હીરણ્યકશ્યપુ માર્યો રે-તારા.
લટકે રામનું રૂપ ધરીને પિતાની આજ્ઞા પાળી રે
લટકે રાવણ રણમાં રોળ્યો, સીતાને લાવ્યા વારી રે-તારા.
લટકે ગોકુળ ગાયો ચારી, લટકે બજાવી બંસી રે
લટકે દાવાનળને પીધો, લટકે માર્યો કંસ-તારા.
લટકે ગીરી ગોવરધન તોળ્યો, ઇન્દ્રનો મદ ઉતાર્યો રે
લટકે જળ જુમનામાં પેઠા, લટકે કાળી નાથ્યો રે-તારા.
એવા લટકા અતી ઘણાને, લટકા લાખ કરોડરે
લટકાળો મ્હેતા નરસૈનો સ્વામી, રૂપાળો રાય રણછોડ-તારા.

---

## ભજન ૨૨

ધન્ય જેણે હરિ ગુણ ગાયા સંસારમાં
આરે સંસારમાં, આરે અવતારમાં—ધન્ય જેણે૦
બીજા સૌ જાણજો, ભવૈયા સંસારમાં ,,
હાથી ઘોડાને સુખપાલ બેઠે શું થયું,
શું થયું મેળવી માયા સંસારમાં ,,

કંઠ સાહીને જમ ઝાલશે પલકમાં
દુર રહેશે સુત વીત દારા સંસારમાં—ધન્ય જેણે૦
દયા પ્રીતમ ભજો નંદના કુંવરને
સફળ થાશે તારી કાયા સંસારમાં ,,

## ભજન ૨૩

હજુરી ચાકર રાખોજી, હજુરી નોકર રાખોજી
શામળીયા ગીરધારીલાલ, નોકર રાખોજી
હજુરી ચાકર રહીશુંજી હજુરી નોકર રહીશુંજી
મોહન મોરલીવાળા દાદા ચાકર રહીશુંજી.
ચાકરીમાં સ્મરણ માગું, સેવા માગું હરજી
ભાવ ભક્તિ ઝાઝેરી માગું, ચારે વાતો સરખી—હજુરી.
ચાકર રહીશું ને બાગ બનાવીશું, નિત્ય નિત્ય દર્શન જઈશું
વંદ્રાવનની કુંજ ગલનમાં, રાધે ગોવિંદ ગઈશું—હજુરી.
ઉંચા નીચા મહેલ બનાવ્યા, બીચ બીચ મેલી જાળી,
શામળીયાનાં દર્શન કરવા, પહેરૂ પીતામ્બર વાળી—હજુરી.
જપ કરવાને બ્રાહ્મણ સરજ્યા, તપ કરવા સંન્યાસી
ભજન કરવા સંત સરજ્યા વંદ્રાવનના વાસી—હજુરી.
રાઠોડા ઘેર દીકરી ને રાણાજી ઘેર નાર
શામળીયા તારા કારણ મેં છોડી દીધો સંસાર—હજુરી.
બાઈ મીરાં કહે ગીરધરના ગુણ, તુમ હો ગુણ ગંભીર
ગોવાલણી કો દરશન દીનો, ત્રઠ યમુના કે તીર—હજુરી.

## ભજન ૨૪

ગાયો ચારીને ગોવિંદ ઘેર આવ્યા, ને વારણાં લેઉં વારી વારી
ઘરમાં પેસતાં કાન ઉઘાડા દીઠા, ઝુલણી કયાં રે વીસારી.
હો નંદના નાનડીયારે.

ખમા મારા મનના મોહનજી, ખમા મારા તનના ત્રીકમજીરે
ખમા મારા પ્રેમના પાતળીયારે, ખમા રાય રણછોડ રંગીલારે
ખમા કાન ઝુલણી કયાંરે વીસારી.

રૂવે રૂવે ને કાન રૂદન કરે ને લાવી બેસાડી સામે ઓટે,
એ રે ઝુલણીના કારણે, મારો કનૈયો રેતીમાં લોટે.—હો૦

એ રે ઝુલણીમાં કાંઇએ નથી, પણ જડીએલ માણેકમોતી,
એ રે ઝુલણીના કારણે, હીંડુ ગોકુળ મથુરામાં જોતી.—હો૦

સોના તે કેરી સોયો મંગાવું ને રૂપલા કેરા ધાગા,
ખંતીલો દરજી શીવવાને બેઠો, રાય રણછોડના વાગા.—હો૦

જરકસીનો જામો શીવડાવું ને ઉપર શીવડાવું કાનટોપી,
છાનો રહેને મારા કુંવર કનૈયા, કાલે પરણાવીશું ગોપી.—હો૦

દ્વારકાથી પ્રભુ ડાકોર પધાર્યાં ને, ડાકોર કીધું કાશી,
મધરાતે મથુરાથી નાઠા મારીતી પુતના માસી.—હો નંદના૦

રૂપીએ તે ગજના મસરૂ મંગાવું ને બખીઆ દેવડાવું રામ રાતા,
ગાય શીખે ને સાંભળે, ગુણ ગાય યશોદા માતા.—
હો નંદના નાનડીયા રે.

---

## ભજન ૨૫

વારી જાવુંરે શામળીયા લાલ, મોરલીનો રંગ લાગ્યો રે
સોના તે કેરી મોરલી ને કંઈ રૂપલા કેરા તાર–મોરલીનો૦
કાનજીને ઘડાવે રૂડા બેલડાને, રાણી રાધા ઘડાવે હાર ,,
રાધા મહીં વેચવા નીકળ્યાં ને, કંઈ મારગમાં ઉભા છે કાન ,,
વનમાં ઘેરી વ્રજસુંદરીને, મારો વાલોજી માગે છે દાન ,,
મોહન વગાડે રૂડી મોરલી ને, તેના શબ્દ ગાજે ઘનઘોર ,,
થૈ થૈ કાર થાયે વ્રીજમાં ને, નાચે છે નંદકિશોર ,,
વંદ્રાવનની કુંજમાં, મારે વહાલે રમાડયો રાસ ,,
શરદ્ પુનમની રજનીએ વ્રજ વિનતાની પુરી આશ ,,

---

## ભજન ૨૬

ગોકુળ વહેલા પધારજો રે,
મથુરા જાવ તો મારા સમ હો લાલ —ગોકુળ૦
મનમાંથી જાવ તો મારા સમ હો લાલ ,,
રથ જોડી અક્રૂર આવીયા રે,
એ તો મને દુઃખડાંના દેનાર હો લાલ ,,
રાધા રથ રોકી ઉભાં રહ્યાં રે,
મારા હૃદયા પર રથ ખેડો હો લાલ ,,
ઓ જાય ઓ જાય રથ મારા નાથનો રે,
વાંસે બેઠા હળધર વીર હો લાલ ,,
મેતા નરસૈના સ્વામી શામળા રે,
હમને ફરી રમાડો રાસ હો લાલ ,,

---

## ભજન ૨૭

નયનાં ઠર્યાં છે તમને જોઇને, છબીલા લાલ-નયનાં૦
જે દિનના મોહનતમે ગયાછો, તેદિન વિત્યા મુજ રોઇને. છ૦
લોકલજ્જા મર્યાદા મુકીને, રહી છું મોહનવરને મોહીને ,,
તમ વિયોગે હું ત્રણ ભુવનમાં, એમાં ન દીઠા બીજા કોઈને ,,
બાઇમીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણકમળ ચિત્ત પ્રોઇને,,

## ભજન ૨૮

મારી સૈયાંરે, મને દુઃખડી રાધાજીને છોડી ગયો,
છોડી ગયો રે કાનો નાસી ગયો —મારી સૈયાંરે૦
હું તો સુતીતી વ્હાલાજી આપને મંદિરીએ હરિ,
આડી કમાડી કાને, દઇને ગયો —મારી સૈયાંરે૦
આણી તીરે ગંગા વહાલા, પેલી તીરે જમુના હરિ,
બીચમાં કાનુડો બંસી બજાવી રહ્યો —મારી સૈયાંરે૦
મેં તો જાણ્યુંતું વહાલો જન્મ સંગાથી હરિ,
અધવીચ ધોકો હમને દઈને ગયો ,,
બાઈ મીરાં કહે છે પ્રભુ ગીરધરના ગુણ હરિ,
ચરણ કમળ ચિત્ત દઇને ગયો ,,

## ભજન ૨૯

અમારા તે સ્વામી, કોને કોને વરીયા છે
કોને કોને વરીયા, કોનાં કોનાં દુઃખ હરીયાં છે-અમારા૦

વરીયા પેલા મુરૂધ્વજને, ઉભો જેને વ્હેર્યો
મણા ન રાખી જરા દુઃખમાં, અંતે સ્વરૂપે હેર્યો—અમારા૦
વચન પ્રહારતથી વન કષ્ટો, ધ્રુવને આપી બાળપણે
એના એ હરિ પ્રગટયા છે પછી,ધ્રુવ આગળ બહુ વ્હાલપણે ,,
નાખ્યો પેલા સુધન્વાને તાતા તેલે વ્હાલાએ
શીતળતા અર્પી પછી વરીયા, પહેલો વીંધી ભાલાએ ,,
ઘડી ઘડીએ અભીમાન તજાવ્યું, વળી વ્યંઢળ પણ કીધો
તે પછી અર્જુનને વહાલાએ, સખા રૂપે કરી દીધો ,,
વળતી વહાલો બળીને વરીઆ, જેને ચાંપ્યો પાતાળે
પછીથી છડીને ધારણ કરી હરિ, બળી દ્વારને સંભાળે ,,
દરીદ્રતામાં તાવ્યા સુદામા, વળી તાંદુલ પણ લીધાં
ઘરમાંથી કાઢયા પછી વહાલે, મનગમતાં સુખ દીધાં ,,
તલપુર સુંઢ ઉપર રહી ત્યાં લગી, જળે બુરાડયો હાથીને
તવ વહાલે આવીને છોડયો, ગ્રાહના મુખમાંથી જેને ,,
પુરેપુરી મનમાની કરી, કસોટી વહાલો રીઝે છે
નેત્રે જળ આણી પછી પોતે, કરૂણા જળથી ભીંજે છે ,,
અંત લગી તાવે ને તાણે, પણ એ કદી ના તોડે
અંતે સઘળું આપે એવો, વહાલો ભજીયે કોડે ,,

---

### ભજન ૩૦

આવોને મારા રઢીયાળા રણછોડરે,
વ્હાલા તમારી જુગમાં ન મળે જોડ રે —આવોને૦

પીળાં પીતામ્બર શોભે નંદના લાલા રે
મેં બલીહારી જાઉં શ્રી વ્રજના લાલા રે ,,
મોર મુગટ ને કાને કુંડળ ધારી રે
ખમા હો વ્હાલા, ગોકુળના ગીરધારી રે ,,
હાથે કંકણુ બાંહ્યે બાજુબંધ રે
નીરખે તેનાં નયનાં થાય પ્રસન્ન રે ,,
ફૂલના હાર ને ફૂલણીઆરા તોરારે
કેડે શોભે સોનાના કંદોરારે ,,
ત્રીકમ તારા, તેજ તણો નહિ પાર રે
માણેક મોતી, હીરલે જડીયા હાર રે ,,
ફૂલે ગુલાબી તારી ફૂલે ભરાવું ફૂલવાડી રે
દાસ રઘુનાથને દરશન દેજો દહાડી રે ,,

## ભજન ૩૧

તને મળ્યો મનુષ્ય અવતાર માંડ કરીને
ભાવે ભજી લે ને ભગવાન, હેત ધરીને
નહિ તો ખાશો જમના માર, પેટ ભરીને
માટે રામ નામ સંભા...........ળ
માટે રામ નામ સંભાળ હેત કરીને—તને મળ્યો૦
ગઈ પળ પાછી ફેર ન આવે, મુરખ મુઢ ગમાર
ભવસાગરની ભુલવણીમાં, વીતી ગયા જુગ ચાર
ફેરા ફરીને ,,

ગર્ભવાસમાં જાળવી રાખ્યો નવ માસ નીરધાર
અરજી કીધી અલબેલાને, બહાર ધર્યો અવતાર
મોહ્યો માયાને ,,
કળીયુગ કુડો, રંગે રૂડો કહેતાં ન આવે પાર
જપતપ સાધન કછુ બને નહિં એક નામતણો આધાર
કૃષ્ણ જપોને ,,
સંસાર સાગર જળનો ભરીયો રામ નામનો જહાજ
ગંગારામ કો જ્ઞાન બતાવ્યો, રામદાસ મહારાજ
દયા કરીને ,,

---

ભજન ૩૨

મારા વ્હાલા રે વંદ્રાવનની વાટે વ્હેલા આવજો
મારા વ્હાલા રે પ્રેમી જનને પ્રેમ કરી બોલાવજો
,, પ્રેમી જનનાં હૈડાં હરખે ભર્યાં
,, તે દેખીને ચીતડાં હમારાં ત્યાં ઠર્યાં
,, મહીયારી તો મહી વેચવાને જાય છે
,, મહીયારીનાં મહી માખણ લુંટી ખાય છે
,, મહીયારી તો ઠપકો દેવા જાય છે
,, જસોદા માતા સોટી લઇને ધાય છે
,, જુમનાજીની અખંડ આરતી થાય છે
,, નરનારી સૌ દર્શન કરવા જાય છે
,, વંદ્રાવનમાં અખંડ રાસ રમાય છે

,, નટરવજી નાચે ને ગોપીઓ ગાય છે
,, ગોવરધન ઉપર ગૌધન ચારવા જાય છે
,, માધવદાસ બલીહારી જોવા જાય છે.

---

## ભજન ૩૩

મેલી દેને કાન, કાન રે મારગડો હમારો મેલી દેને કાન.
છોડને પાલવડો હમારો —મેલી દેને કાન
વાટે ને ઘાટે શાને રોકો છો
તમને કંસની આણ, આણ રે–મારગડો હમારો ,,
વારે વારે તમને નંદકુંવરને
હજુ ન આવી શાન, શાન રે–મારગડો હમારો ,,
ઉભા ઉભા તમે શાન કરો છો
મોહનાં મારો છો બાણ, બાણ રે–મારગડો હમારો ,,
હમે મહીયારાં રાજા કંસનાં
શાનાં માગો છો દાન, દાન રે–મારગડો હમારો ,,
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
તમે છો નંદના લાલ, લાલ રે–મારગડો હમારો ,,

---

## ભજન ૩૪

મન માયામાં જાય ભક્તિ કરૂં કેમ શ્રી હરિ
જીવ મારો મુંઝાય ભક્તિ કરૂં કેમ શ્રી હરિ
જ્યારે ઉઠું પ્રાતઃકાળ, સાથે રડતાં ઉઠે બાળ
એ છે મોટી જંજાળ —ભકિત કરૂં કેમ શ્રી હરિ.

એને સમજાવું ઝટ, કરૂં તેની ખટપટ
એને છાનાં રાખું ચટ    ભક્તિ કરૂં કેમ શ્રીહરિ ?
ત્યાં તો દિન ચઢી જાય, પાઠ પૂજા નવ થાય
જીવ ધંધામાં જાય, ભકિત--
નારી બોલે વચન, ઘરમાં થોડું છે અન્ન
કાલે ક્યાંથી ભોજન, ભકિત--
તમે કેમ થયા રાંક, કંઇક લાવોને શાક
એમાં મારો શું વાંક, ભકિત--
નારી બોલે છે એમ, મારે પહેરવા જોઇએ હેમ
તેનું કરવું મારે કેમ, ભકિત--
આ છે જુઠી જંજાળ, નારી જોઈ ચઢે છે કાળ
બળે અગ્નિની ઝાળ, ભકિત--
કહે વીઠલ મહારાજ, પ્રભુ રાખો મારી લાજ
કરો ભક્તોનાં કાજ, ભકિત--

---

## ભજન ૩૫

કાનુડા માઝમ રાત, મોરલી વાગી હો જી રે
બાઈ પેલા જુમનાજીને ઘાટ —કાનુડા૦
પાણીડાં ચ્યાંતાં હોજી રે (૨)
બાઈ પેલા કેશરીયા તળાવ ,,
ઉઢાણી ભરાણી હો જી રે (૨)
બાઈ પેલા આમળીયાને ડાળ ,,

બેડલાં મેલ્યાં હો જી રે (૨)
બાઇ પેલા સરોવરીયાની પાળ ,,
ચાલ્યો ચાલ્યો હો જી રે (૨)
બાઈ મારી સહીયરોનો સાથ ,,
પ્હેર્યાં પ્હેર્યાં હો જી રે (૨)
બાઈ મેં તો અવળાં સઘળાં ચીર ,,
મેલ્યાં મેલ્યાં હો જી રે (૨)
બાઈ મેં તો પારણીયામાં બાળ ,,
મળીયા, મળીયા, હો જી રે (૨)
બાઈ પેલા નરસૈયાના નાથ ,,
પુરી પુરી હો જી રે (૨)
બાઈ મારા મનડા કેરી આશ ,,

---

## ભજન ૩૬

ઓધવ જાણે તો હમે જાણીયેરે
વર રાધાજીનાને વખાણીએરે —ઓધા જાણે૦
કંઇક જાણ્યા મીરાંબાઈ રાણીએ રે
ઝેર પીધાંતાં સારંગપાણિએ રે ,,
કંઈક જાણ્યા શગાળ શેઠ વાણીએ રે
કુંવર વધેર્યો ચંગાવતી રાણીએ રે ,,
કંઇક જાણ્યા નરસૈયા નાગરે રે
હુંડી સ્વીકારી કોરા કાગળે રે ,,

કંઈક જાણ્યા પાંડવ કેરી રાણીએ રે
ચીર પુર્યાતાં, એ એધાણીએ રે ,,
ગુરૂ ગાયે ગેમલ રસ વાણીયે રે
ગોરસ પીધાં કાનુડા વરદાણીયે રે ,,

---

## ભજન ૩૭

નાગર નંદાજીના લાલ (૨) રાસ રમંતાં નથની ખોવાણી
કાના જડી હોય તો આલ્ય (૨) રાસ રમંતાં ,,
નાની નાની નથની ને માંહી જડેલા હીરા,
નથની આપોને મારા (૨) સુભદ્રાના વીરા, વીરા, વીરા.
નાગર નંદાજીના લાલ ,,

એક એક મોતી માંહી સોના કેરો તાર,
સોળસેં ગોપીમાં પ્રભુ (૨) રાખો મારો ભાર, ભાર, ભાર.
— નાગર૦

નાનેરી પહેરૂં તો મારા નાકે નવ સોહાય,
મોટેરી ઘડાવો મારા (૨) મુખ પર ઝોલાં ખાય, ખાય, ખાય.
—નાગર૦

વંદ્રાવનની કુંજ ગલનમાં ટહુકા કરશે મોર
રાધાજીની નથનીનો (૨) શામળીયો છે ચોર, ચોર, ચોર.
—નાગર૦

નથનીને કારણે મેં ઢુંડયું વંદ્રાવન
નથની આપોને, મારા (૨) પ્રાણજીવન, વન, વન.
— નાગર૦

નથની આપોને પ્રભુ, નંદના કુમાર
નરસૈયાના સ્વામી ઉપર જાઉં બલીહાર, હાર, હાર.
—નાગર૦

---

## ભજન ૩૮

મારા શામળીયાજી શેઠ (૨) તમે હમને લઈ ચાલો વૈકુંઠ દેશ
સુદામાજીનું સંકટ હરીયું મુષ્ટિક તાંદુલ માટે
કરમાબાઈનો ક્રુર જમીયા, વહાલા પાછલી રાતે—મારા૦
અહલ્યા નારી ગૌતમની પ્રભુ ચરણરજથી તારી
શવરી કેરાં બોરજ એંઠાં, આરોગ્યા ગીરધારી ,,
કુબ્જા દાસી કંસની પ્રભુ ચંદન માટે સ્થાપી
ઝેર ભરીને માસી આવી, જસોદા પદવી આપી ,,
પંચાળી પોકારે વિઠ્ઠલ દ્વારકાંથી આયે
કૌરવની સભામાં હરજી, ચીર લઈને ધાયે ,,
મીરાં ઉપર ક્રોધ કર્યો રાણાએ હરજી જયારે
હેત કરીને રાઘાવરે ચાંપ્યા રૂદીયા સાથે ,,
કર જોડી ગોપીજન કહે છે, વહાલા ના વીસારો
હમે તમારે શરણે રહીએ, ભવસાગરથી તારો ,,

---

## ભજન ૩૯

કોઈ મને કૃષ્ણ દેખાડો રે મધુવનમાં
કોઈ મને પ્રભુજી મીલાવો રે શ્રી ગોકુળમાં.

મેરી મતી હેરી તેરો મર્મ ન જાણ્યો
વનમાં ફરે વહાલો તનમાં રે, મધુવનમાં—કોઈ મને૦
સકળ વન ઢુંડયાં, સકળ વ્રજ ઘેર્યાં
અતિ રે ઉદાસી મારા તનમાં રે મધુવનમાં-- „
અમ્મર ચીર પહેર્યાં વાઘામ્બર ઓઢયાં
પુલડાં વીણુંતાં બાગનમાં રે મધુવનમાં-- „
ચીર મારાં ફાટયાં ને હાર મારા તૂટયા
નીર ભરાયાં લોચનમાં રે મધુવનમાં-- „
સુરદાસ પ્રભુ તીહારે મીલનકું
અતીશે ઉલટ મારા મનમાં રે મધુવનમાં „

---

## ભજન ૪૦

તમે મળવા તે ના આવ્યા શા માટે
તમે છો રે જનમના ચોર, મળવા આવો સુંદર વર શામળીયા
તમે ગોકુળમાં ગાયો ચારતા તમે માગીને પીતા છાશ
—મળવા આવો૦
તમે આહીરડામાં ઉછર્યા, તમે ભરવાડના ભાણેજ „
તમે જુમનાના આરા રોકતા, તમે ખોબલે ઉરાડયાં નીર „
તમે કાળી તે કામળી ઓઢતા, શવરીના ખાધાં બોર „
વા વાયા ને વાદળ ઉલટયાં, ગોકુળમાં ટહુકે મોર „
મેતા નરસૈના સ્વામી શામળે, વહાલે વારી રમાડયા રાસ
—મળવા આવો૦

---

## ભજન ૪૧

તુજ વિના મોરી કોણ ખબર લે શ્રી ગોવરધનધારી રે
ઔરનકુ તો ઔર ભરૂસો હમકુ આશ તુમારી રે—તુજ૦
મોર મુગટ પીતામ્બર શોભે, કુંડળકી છબી ન્યારી રે ,,
પાણીની ઉપર પાજ બંધાવી, સૈન્યા તે પાર ઉતારી રે ,,
ભરી સભામાં દ્રૌપદી પોકારે, લજ્જા તે રાખી મુરારી રે ,,
વંદ્રા તે વનને મારગ જાતાં, મળીયા છે મોહન મોરારી રે ,,
વંદ્રા તે વનમેં રાસ રચ્યો છે, સોળસેં ગોપીમાં ગીરધારી રે ,,
જુમના કે નીર તીર, ધેનુ ચરાવે બંસી બજાવી નંદલાલેરે ,,
વંદ્રા તે વનની કુંજ ગલનમાં, ખેલત રાધા નારી રે ,,
બાઇમીરાં કહે પ્રભુ ગીરધરનાગુણ, ચરણકમળ બલીહારીરે ,,

---

## ભજન ૪૨

જે દુઃખ થાય તે થાજો રૂડા રામને ભજતાં
પિંડ પડે તો પડવા રે દેજો જીવ જાય તો જાજો —રૂડા૦
ઉંચે બાંધીને તળે અગ્ની પ્રજાળે માર મુશળના ખાજો ,,
લોક નીંદે તેને નીંદવા રે દેજો, રાજા દંડે તો દંડાજો ,,
હરિજનોને દાસ રણછોડ કહે છે ગુણ તો ગોવીંદના ગાજો ,,

---

## ભજન ૪૩

અચ્છા મેરા દીનાનાથ, મેરી શોધ લેના
મેરી શોધ લેના નાથ, મેરી શોધ લેના—અચ્છા૦

સોનેકા સોનૈયા નાહી, રૂપેકા રૂપૈયા નાહી,
કોડી દમડી પાસ નાહી, કહાં જાકે રહેના—અચ્છા૦
માતા નાહી પિતા નાહી, ઔર જોડી બંધવ નાહી,
એસા કોઈ દોસ્ત નાહી, કહાં જાકે રહેના—અચ્છા૦
ખેતી નાહી વાડી નાહી, ઓર કુચ્છ ધંધા નાહી,
એસા કોઈ રાજા નાહી, કહાં જાકે રહેના—અચ્છા૦
કહેતા હે મલુકદાસ, છોડી દે પરાઇ આસ,
ગંગા કે કિનારે જાકે, રામ નામ લેના—અચ્છા૦

---

### ભજન ૪૪

જસોદા તેરાહી લાલાને, મેરી મહીં મટુકીયાં ફોડ
મહીં મટુકીયાં ફોડ અરરર, મહીં મટુકીયાં ફોડ—જસોદા૦
મહીંકી મટુકી ધરી શીર પર, મેં જાતી બડે ભોર
વંદ્રાવનકી કુંજ ગલનમેં (૨) મીલ ગયે નંદકીશોર-જસોદા૦
ચુંબ કપોલ બોલ અણબોલે, બોલે માખણ ચોર
દેરે મહીકા દાણ ગોવાલણ (૨) કરે એશી ઝુંડ જોર-જસોદા૦
મોસે કહે નાચ મોરે સંગમેં, હરબીચ બનકી જોર
ગ્વાલ બાલ તો સખા કૃષ્ણ કે (૨) હસે હસાદી મોય-જસોદા૦
ઇત જાવું તો સખા કૃષ્ણજી, રોકે ચારે કોર
ઉત જાવું તો જમુના વેરણ (૨) ઘેરી લેત હી લોલ-જસોદા૦
અબ ન જાઉંગી એ વૃજ માંહી, અમને લીયો મુખ મોલ
છોટી સી કહું અચ્છી નગરીયાં (૨) રાધા નંદકીશોર-જસોદા૦

જુમના તટ પર બંસી બજાવે, કાળી કામળીયાં ઓઢ
સુર સ્યામ કે સ્વામી કનૈયા, (૨) જુલ્મી જાલમજોર–જસોદા૦

## ભજન ૪૫

ઈતના તો કરના સ્વામી, જબ પ્રાણ તનસે નીકસે
ગોવિંદ નામ લે કર, મેરા પ્રાણ તનસે નીકસે
ચાહે ગંગાજીકા તટ હો, ચાહે જુમનાજીકા બટ હો
મેરે શામળા નીકટ હો— જબ૦
ચાહે શીરપે મોર મુગટ હો, મુખડે પર કાળી લટ હો
એહી ધ્યાન સદા મુજ ગટ હો— જબ૦
ચાહે વંદ્રાવન કે સ્થળ હો, મેરા મુખમેં તુલસી દળ હો
ચાહે કૃષ્ણ ચરણકા જળ હો— જબ૦
યમુનાકે તટ પે ખડા હો, બંસરીમેં સુરતી ભર્યાં હો
જબ તીરછા પાંઉં ધર્યાં હો— જબ૦
જબ કંઠે પ્રાણ આવે, કોઈ રોગ ના સતાવે
યમ દર્શન ના દીખાવે— જબ૦
ઉસ વકત જલદી આના, મુજકો ન ભુલ જાના
બંસીકી ધૂન સુનાના— જબ૦
મેરા પ્રાણ નીકળે સુખસે, તેરા નામ નીકળે મુખસે
બચ જાઉં ઘોર દુઃખસે— જબ૦
ઇતની મેરી અરજ હૈ, માનો તો ક્યા હરજ હૈ
એહી સુરકો ગરજ હૈ— જબ૦

### ભજન ૪૬

શામળીયા પિતામ્બરધારી, તારી ગરૂડ ઉપર અસ્વારી
હો–શામળીયા.
ગોવિંદા ગોકુળવાસી, તેં ડાકોર કીધું કાશી હો–ગોવિંદા
ગોવિંદા ગોકુળવાસી, તેં માર્યાં મામો માસી હો–ગોવિંદા
સીતાવર છો ઘનશ્યામી, ઘટઘટના અંતરજામી હો–સીતાવર
રાધાવર છો રંગરસિયા, મારા હ્રદયકમલમાં વસીયા હો–રાધા૦
તને બોડાણાજી લાવ્યા, પ્રભુ ભકતોને મન ભાવ્યા હો–શામ૦
ધન્ય ગંગાબાઈની વાળી, સવા વાલ થયા વનમાળી હો–શામ૦
ધન્ય જુમનાંજીના આરા, મારા સફળ કર્યા જન્મારા હો–શામ૦

### ભજન ૪૭

ખમા મેરે બાંકે રણછોડ, ધન્ય તેરી સાહ્યબી
ધન્ય તેરી સાહ્યબી (૨) ખમા મેરે
કોઇ ચલે હાથી ઘોડા, પાલખી મંગાય કે
સંતો ચલે નંગે પાઉં, કીડીયો બચાય કે--ખમા મેરે
કોઇ ઓઢે સાલ દુશાલા, કમળીયા મંગાય કે
સંતો ઓઢે ભગવી કફની, ભભુતી લગાય કે--ખમા મેરે
કોઇ ખાવે શીરા પુરી, લડુઆ બનાય કે
સંતો પાવે સુકા ટુકડા, ભોગ લગાય કે--ખમા મેરે
સબ કોઈ ન્યાલ ભયે, કુચ કંચનમેં
તુલસીદાસ ન્યાલ ભયે, રામ ગુણ ગાય કે--ખમા મેરે

## ભજન ૪૮

રાણી વરજો ન છેલ બિહારીરે (૨)
નીર ભરનકુ જાતીતી, યમુના કે ઘાટપે
પીછેસે મારી કિંકરી, મેરે શિરકે માટપે
ભીંજ ગઈ ભીંજ ગઈ તન સારી હમારીરે--રાણી૦
સ્નાન કરનકુ જાતીતી, યમુના કે ઘાટપે
ચીર હરકે ચઢ ગયે, કદમકે ડાળપે
રહે ગઈ રહે ગઈ મેં જલમેં ઉઘાડી રે--રાણી૦
હમ ચલે સબ જાયગે, તેરે નંદ ગામપે
હાર ગઈ સખીયાં, સબ સુર સ્યામપે
માનો માનો એ અરજ હમારી રે--રાણી૦

---

## ભજન ૪૯

યમુના નીકટ કનૈયારે, બંસી બજા રહા હે
મામા કંસકુ માર્યો, હીરણાકસ્યપ સંહાર્યો
નૃસિંહ રૂપ ધાર્યો રે, પ્રહલાદકુ ઉગાર્યો
કુબ્જાને જાદુ ડારા, સખી શ્યામ હમારા મોહ્યા
મેં લાખ જતન કર હારી રે, નહિ માનતા ગીરધારી
ચંદ્ર સખી કો પ્યારો, હેજી કૃષ્ણ કૃષ્ણ પુકારો
ગોકુલ જો રહેને વાલે રે, મથુરાં કો જાનેવાલે-યમુના૦

---

## ભજન ૫૦

ગોવિંદ ગુણુ ગાઈ લ્યો મન ઘેલા
હરિજન થાવને વેલા વેલા
હરિગુણુ ગાઇ લ્યો પ્રથમ પેલા
તારી કાયાના પડતા પહેલા રે —ગોવિંદ૦
કાયા પાણીનો પરપોટો, અંતે એ ભરૂસો ખોટો
જુગમાં હરિ ભજ્યાનો જસ મોટો રે —ગોવિંદ૦
મન તું મારૂં મારૂં કરતો, સગાં સંબંધી સાથે લડતો
તું તો હિંડે છે મગરૂબીમાં ફરતો રે —ગોવિંદ૦
જીવ તારે અવર તણી છે આશ, વેશ ઘણો ને થોડી રાત
પળમાં થઈ જશે પરભાત રે --ગોવિંદ૦
એવી વૈષ્ણુવ જનની રીત, કરી લે શામળીયા શું પ્રીત
જુગમાં હરિ ભજીને બાજી જીત જીત જીતરે-ગોવિંદ૦

---

## ભજન ૫૧

વ્હાલા તમારૂં મુખડું, કંઈ ટાળશે મારાં દુઃખ દર્શન આપોને.
જે જે શ્રીગોપાળલાલજી, મારી ભાગો વિયોગનીભુખ દર્શન૦
ઘડી ના ગોઠે શ્રી નાથજી, હું સૂનું દેખું સર્વ—દર્શન૦
આપ કૃપાએ શ્રી હરિ, મને મળીયું પુરણુ પદ ,,
જ્યારે જોવું ત્યારે આપની, પુરણુ દેખું પ્રીત ,,
ખડકીએ જોઉં ત્યારે અડકીને ઉભા, શેરીએ સામા સામ,,
બારીએ જોઉં ત્યારે બેઠેલા પ્રભુ સુતા દેખું સેજ ,,

જમવા બેસું તો મારી જોડમાં, પ્રભુ નિરખું એના એ ,,
અંત સમે ને હાલમાં મને, નહિ વિસારશો નાથ ,,
ગૌલોકમાં ને પરલોકમાં, હું તો નિરખું એના એ ,,
મથુરાંપતિ વૃજ લાડીલા, તમે ભક્તતણા પ્રતિપાળ ,,
ગોપાળલાલજીને ઘણી ખમા, તમે ગાયોના ગોવાળ ,,
દાસ વીસો કહે ગાઉં છું, તમે ભક્તોનાં કીધાં ઘણાં કામ,,

---

## ભજન ૫ર

વ્હાલો પ્રેમને વશ થયા રાજી રે
તેમાં શું કરે પંડિત ને કાજી રે
મથુરાંના વાસી તે ઘેર આવો રે
શામળાના સંદેશા લાવો રે
મારા બાળા તે પણના બોલી રે
નવ જાશો પ્રભુ માયા મેલી રે
અમે માયાથી અળગા રહીએ રે
અમારા વિરહની વાત કોને કહીએ રે—વ્હાલો૦

## સાખી

ગુણુકા હતી તે પોપટ પઢાવતી, અને તેમાંથી લ્હે લાગી
ભગવાન તેને સ્હેજમાં મળીયા, એની સંસારની ભ્રમણા ભાગીરે
—વ્હાલો૦

વિદુરને ઘેર શ્રી કૃષ્ણ પધાર્યા, અને કેળાં આણ્યાંતાં માગી
ગર્ભ કાઢીને છોતરાં ખવડાવ્યાં, વ્હાલે તોય ના જોયું જાગીરે
—વ્હાલો૦

કરમાબાઇનો ખીચડો આરોગ્યા, અને વિદુરની જમ્યા ભાજી
સવરીનાં એઠાં બોર આરોગ્યા, વ્હાલે છપ્પન ભોગ મેલ્યા
ત્યાગીરે—વ્હાલો૦
ભક્તની લોક નિંદા કરે, અને જગત થયું છે પાજી
ભલે મળ્યા મેતા નરસૈના સ્વામી, માથે ગીરધર રહ્યો છેગાજીરે
—વ્હાલો૦

## ભજન ૫૩

તેરી શરણુમેં આયગે, ફીર આશ કીસકી કીજીયે
ફીર આશ કીસકી કીજીયે (૨) —તેરી૦
નહિ દેખ પડતા હે મુઝે, દુનિયામેં તેરી સાનકા
ગંગાકિનારે બેઠ કે, કમ કુપકા જળ પીજીયે—તેરી.
હરગીજ નહિ લાયક હું મેં, ગરચે તેરે દરબારકા
મેરી ખતા કો માફ કર, દીદાર અપના દીજીયે—તેરી.
પતિતપાવન નામ સુન કર, મેં શરણુ તેરી પડા
સફલ કર ઇસ નામ કો, અપના મુજે કર લીજીયે–તેરી.
મીલતા હે બ્રહ્માનંદ જીસકો, નામ લેનેસે સહી
એસે પ્રભુ કો છોડ કર, ફીર કોનસે હીત કીજીયે—તેરી.

## ભજન ૫૪

## હરિનો મારગ

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને,
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ, જોને.

સુત વિત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને,
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડયા મરજીવા જોને.
મરણ આગળે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને,
તીરે ઉભા જુએ તમાસા, તે કોડી નવ પામે જોને.
પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને,
માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સહેલ જોને,
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતા માતા, પૂરા પ્રેમી પરખે જોને,
પ્રીતમના સ્વામીની લીલા, તે રજનીદિન નિરખે જોને.

---

## ભજન ૫૫

જાકે કહીયો સમાચાર મીલને, સુદામાજી આયે સુદામાજી આયે
ફાટે તુટે રે કપડે હમારે હો કપડે હમારે
દીસે દુર્બળ હમારી કાય —મીલને૦
મુષ્ટી એક તાંદુલ લાયે ઓ તાંદુલ લાયે
લાયે લાયે બગલ છુપાય —મીલને૦
હસી બોલ્યાં રાણી રૂક્ષમણી ઓ રૂક્ષમણી
કોણ લાગે તમારા ભ્રાત —મીલને૦
બાળપણ કે મિત્ર હમારે ઓ મિત્ર હમારે
હમે ભણતા એક નિશાળ —મીલને૦
સુરદાસ ચરણ બલિહારી ચરણ બલિહારી
મેં તો જન્મો જન્મ તારો દાસ —મીલને૦

---

## ભજન ૫૬

વ્રીજ વાસીરે વ્રીજવાસી, મોરલીયોવાળો વ્રીજવાસી
વાંસલડીવાળો વ્રીજવાસી, નંદાજીનો લાલો વ્રીજવાસી
છેલ છોગાળો વ્રીજવાસી, કાનુડો કાળો વ્રીજવાસી
લાગે સૌથી રૂપાળો વ્રીજ વાશી —વ્રીજવાસી રે૦
મથુરાંમાં વ્હાલે જન્મ જ લીધો
ગોકુળમાં આવ્યા નાશી—મોરલીયોવાળો વ્રીજવાસી૦
માતા જશોદા આનંદ પામ્યાં
અખંડ પ્રગટયા અવિનાશી—મોરલીયોવાળો વ્રીજવાસી૦
મથુરાંમાં વ્હાલે મામાને માર્યો
ગોકુળમાં મારી માસી—મોરલીયોવાળો વ્રીજવાસી૦
દ્વારીકાંથી પ્રભુ ડાકોર પધાર્યા
ડાકોરને કીધું કાશી—મોરલીયોવાળો વ્રીજવાસી૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
જન્મો જન્મની હું દાસી—મોરલીયોવાળો વ્રીજવાસી૦

---

## ભજન ૫૭

રથ ફેરો ગોકુળ રથવાળા
હાંરે રથ ફેરો ગોકુળ રથવાળા
વ્હાલા તમે નંદ જસોદાના લાલા
વ્હાલા પ્રભુ દીસો છો કામણગારા —રથ ફેરો૦

ગંગાજી તલપે ને યમુનાજી તલપે
તલપે નદીયો નાળાં રે —રથ ફેરો૦
ગાયો રે તલપે ને વાછરડાં તલપે
તલપે છે ગોપ બીચારા રે —રથ ફેરો૦
ચંદ્રમા તલપે ને સૂરજ તલપે
તલપે છે નવલખ તારા રે —રથ ફેરો૦
વલ્લભ વિયોગે ગોપીયો તલપે
તલપે છે પ્રાણ હમારા રે —રથ ફેરો૦

## ભજન ૫૮

આવ્યા શ્રી ગોકુળ તારવા છબીલો લાલ
આવ્યા શ્રી ગોકુળ તારવા
વાસુદેવ દેવકીને ઘેર જન્મ લીધો છે વ્હાલે
નંદજીની ગૌધેન ચારવા —છબીલો લાલ૦
માસી પુતનાના વાલે પ્રાણજ લીધા
મામા તે કંસને મારવા —છબીલો લાલ૦
ટચલી આંગળીએ વહાલે ગોવર્ધન તોળ્યો
ઇંદ્રનાં માન ઉતારવા —છબીલો લાલ૦
વંદ્રા તે વનની કુંજગલનમેં
ગોપીયોને રાસ રમાડવા —છબીલો લાલ૦
વલ્લભના સ્વામી પ્રભુ રસિક શિરોમણિ
ભૂમિનો ભાર ઉતારવા —છબીલો લાલ૦

## ભજન ૫૯

વ્હાલે મોરલી વગાડી કંઇ તાનમાં જો
મારાં મન તો હર્યાં છે એની સાનમાં જો --વ્હાલે૦
ખાવા પીવાનું હમે સૌ ભુલી ગયાં જો
ચરૂ કરવાની શુદ્ધિ તો નવ રહી જો --વ્હાલે૦
એવી ચટપટી લાગી મારા મનમાં જો
મારો વ્હાલો રમે છે વંદ્રાવનમાં જો --વ્હાલે૦
એવી આતુરતા પ્રગટી મારા અંગમાં જો
રાધા રાસ રમે છે હરિ સંગમાં જો --વ્હાલે૦
ફરે પુંદડીને તાલી લે છે હીચમાં જો
મારો વ્હાલો રમે છે પેલી ગીચમાં જો --વ્હાલે૦
આવો આવો શું રીસમાં જો
પુરા પહોંચ્યા નથી પચવીસમાં જો --વ્હાલે૦
બ્રહ્મા ઇંદ્ર તો જોવાને આવીયા જો
સાથે નારદ મુનિને લાવીયા જો --વ્હાલે૦
ગુરૂ ગાયે ગેમલ જાકે ભેટીયા જો
મુને વળગાડો ભક્તિ તણા સાથીયા જો --વ્હાલે૦

---

## ભજન ૬૦

જાવ મા જાવ મા જાવ મા રે મારા વહાલા મથુરાંજી જાવ મા
હાંરે નંદલાલા મથુરાંજી જાવ મા
હાંરે વ્રીજ વ્હાલા મથુરાંજી જાવ મા--જાવ મા જાવ મા

અક્રુરના રથ દેખી શ્યામા વિચારે
માયા મતમાં લોભાવ મા રે —મારા વ્હાલા
સોળસેં ગોપિયોનો સંગ તજીને
કુબ્જાના સંગી થાવ માં રે —મારા વ્હાલા
ટળવળતા મેલીરે ત્રીકમજી
નાથ નમેરા થાવ માં રે —મારા વ્હાલા
કહે મીઠો પુરૂષોત્તમ પ્રીતે
વીખડાં ઘોળી ઘોળી પાવ મા રે —મારા વ્હાલા

---

## ભજન ૬૧

ઉમાકે કંથ મતવાલા ગલેમેં રૂંઢકી માલા
ગલેમેં રૂંઢકી માલા —ઉમાકે૦
કીધી નંદી પરે સ્વારી સંગમેં પાર્વતી નારી
ગોદમાં શોભે ડુંડાળા ગલેમેં રૂંઢકી માલા—ઉમાકે૦
ચલે શંકર ત્રીપુરારી જટામેં ગંગ લે પ્યારી
કમંડળ હાથ મૃગછાલા ગલેમેં રૂંઢકી માલા—ઉમાકે૦
ડમક ડમ ડીમરૂ બાજે તનક થેઈ થેઈ ધ્વની ગાજે
અગડ બંમ બંમ બજે તાલા ગલેમેં રૂંઢકી માલા—ઉમાકે૦
ગિરી કૈલાસકે વાસી મીટા હે કાળકી ફાંસી
સમજ કર લાજ રખવાલા ગલેમેં રૂંઢકી માલા—ઉમાકે૦

---

## ભજન ૬૨

કળિ ભારે પાતાળ ઉતારી, પૃથ્વી પોકારે
હો નાથ કહોજી, કોલ પ્રમાણે અવતરશો ક્યારે
મુકી માનવતાની માઝા, પ્રજાના પ્રાણ ચુસે રાજા
કરી નિજ ખુન તણાં ખાજાં, કરિતન તંતુ તણાં વાજાં
માનવભક્ષિ ભૂત ભૂખ્યાં એ, સૃષ્ટિ સંહારે—હો નાથ૦
વહાવી ક્ષીર દધિ ઝરણાં, કરે બ્રહ્માંડ તણાં ભરણાં
તમે પણ નમતા નિજ ચરણાં, લઇએ દાંત વિષે તરણાં
યંત્ર દબાતી ધેનુ પુછી રહી, રડતી ચોધારે—હો નાથ૦
સ્થળે સ્થળ પાપ તણાં થાણાં, કદી નહી વાય રૂડાં વાણાં
નથી ઋતુઓનાં ઠેકાણાં, સુકાયાં નીર ખુટયા દાણા
જગ જડવાદ તણો જંજાનીલ, જંબુદ્વીપ આરે— હો નાથ૦
પુરાણ કુરાન ન કોઈ વાંચે, અતિ પરભાષા પર રાચે
નિરંકુશ સર્વ બની નાચે, જઇ સુરજક્ષ ગૃહે જાચે
પાપીના પોબાર પડે છે, હરિના જન હારે—હો નાથ
અમારા કાશી અને મક્કા, પર પરદેશી તણા ડંકા
સીતાજી રાવણને લંકા, કરે પરદેશ વિષે પંખા
અભડાયે છે યજ્ઞ અમારા, દનુસુત સંચારે—હો નાથ૦
હિમાલયને સુરની સરીતા, સહે પરદેશ તણી સત્તા
ઈતર સ્થળ જે યાત્રા કેરાં, ભરે પરદેશી તણા વેરા
પૂર્વજને પાણી દેવું રહિ, કેને આધારે હો નાથ૦

હિંચોળ્યા હરિ તમને જેણે, રમાડયા અંક વિષે જેણે
ઉછાળ્યા વૃક્ષ સ્થળે જેણે, પીવાડયાં દુધ મીઠાં જેણે
નથી નિજ વેણુ વલોટયાં વલ્લભ, આપે ઉધારે—હો નાથ૦
મીરાં શિર મહીપતિની પાળી, દુઃશાસન ઘેરી પંચ.ળી
નિભાડે બળતી મંઝારી, ગ્રહ્યો ગ્રાહે જેમ ગજ ઝાલી
તેમ પીડાયે માત તમારી, પરને પગ થારે—હો નાથ૦
નથી કોઈ દિન તણું આજે, પડેલા પર પગ દઈ ગાજે.
નહિ પરને પીડતાં લાજે; બીજાને જોઈ સુખી દાઝે;
સામ્ય સુધા માનસ રેલવવા, દુનિયાને દ્વારે—હો નાથ૦
ગ્રહે ગ્રહ રાસલીલા કરવા; જને જન પ્રેમ પ્રભા ભરવા,
ઉરે ઉર શાન્તિ પાથરવા; મહા ઘન મોહ નિશા હરવા;
બ્રહ્મ જીવનના ભોર પ્રકટવા; ભ્રકુટિ ટંકારે—હો નાથ૦
ગીતામાં જે આપે ગાયું; વળી જે વાંસળીએ વાયું;
અને જે પ્રિય જનને પાયું; નથી એ અમથી વિસરાયું
દેવ બધા બંધિ થઇ બેઠા; દશમુખ દરબારે—હો નાથ૦
વિભુ જો વાર વધુ થાસે; મહાતલમાં મહિમા જાસે
તમારાં વેણુ વગોવાશે; અસુરો હર્ષ નીરે ન્હાસે
મલ છલના મંડાય મહાલય; ચોગમ સંસારે—હો નાથ૦
પ્રીતે બહુવિધ તનુ ધાર્યાં; વિભુ જેમ વેદો ઉધાર્યા
સકલ સાધુ જનને તાર્યાં; પ્રબલ દાનવ દલ સંહાર્યાં
ચડવા તેમ તપસ્વી મહાતમા; મોહનની વ્હારે—હો નાથ૦

## ભજન ૬૩

એક દિન એવો આવશે વીરા (૨)સહુના રૂદિયામાં સાલે રે વીરા
જે સહુના રૂદિયામાં સાલે રે વીરા એક દિન એવો આવશે
સગાં સંગાં તમે શું કરો વીરા (૨) સગાં વળાવી પાછાં
વળશે રે વીરા--એક દિન૦
સગાં તે વન કેરાં લાકડાં વીરા (૨) તે આવી ભેગાં તુજ
બળશે રે વીરા--એક દિન૦
બેની વરામણ બારણે વીરા (૨) માતા ઝાંપેથી પાછી વળશે રે
વીરા--એક દિન૦
સોળ વરસની સુંદરી વીરા (૨) ઉભી ઉભી ટગમગ જોશે રે
વીરા--એક દિન૦
આ રે કાયાનો ઘડ ઘેરીયો ઘીરા (૨) દસ દરવાજા દીધા રે
વીરા—એક દિન૦
આ રે કાયામાં જ્યારે કાંઈ નવ દીઠું ત્યારે વીરા (૨)
ઉભી ઉભી ધ્રુસકે રોશે રે વીરા--એક દિન૦
એવું સમજી ભજ રામને વીરા (૨) તો ભવ પાર તરાશે રે
વીરા--એક દિન૦

---

## ભજન ૬૪

જાગો તમે જાદવપતિ રાય, પળ એક ખોલોને મહારાજ
સોઇ પળ રૂદીયાની માંહ્ય, હસીને હરિ બોલીયે હોજી
સોઇ પળ ઘુંઘટડા માંહ્ય, હસીને હરિ બોલીયે હોજી

તન મન સોંપી દઉં શરીર, વહાલાને જાઉં વારણે
મેં તો છોડી મારા કુળની લાજ, ગીરધારી તારે કારણે હોજી
—જાગો તમે૦

મેલી દેને આળ ને પંપાળ, સાહેબનો ડર રાખજે
જાવું મારે ધણીને દરબાર, પળ પળનાં લેખાં માગશે હોજી
—જાગો તમે૦

આપને સોંપ્યાં રે શરીર, ચરણોમેં શીશ મેં ધરૂં
જબ લગ જાગે દીનોનાથ, તબલગ સેવા મેં કરૂં હોજી
—જાગો તમે૦

નથી દીધાં કથીરોનાં દાન, કંચન ક્યાંથી પામીયે
હજુ લગી ના આવ્યાં વૈમાન, દીધેલાં હોય તો પામીએ
હોજી—જાગો તમે૦

તમે મોટા છો મહારાજ, અમ પર કરૂણા કિજીએ
એમ કરી બોલ્યાં મીરાંબાઇ, દાસીને દર્શન દીજીએ હોજી
—જાગો તમે૦

---

## ભજન ૬૫

મારી હુંડી સ્વીકારો મહારાજરે શામળા ગીરધારી
મારી હુંડી શામળીયાને હાથરે—શામળા ગીરધારી
મારી હુંડી વાલીડાને હાથરે—શામળા ગીરધારી
મારી હુંડી કનૈયાને હાથરે—શામળા ગીરધારી
મારી હુંડી દાદાજીને હાથરે—શામળા ગીરધારી

મેં તો છોડી દુનીયાની દરકારરે—શામળા ગીરધારી
માથે ધાર્યો ધણી કીરતારરે—શામળા ગીરધારી
તમે ભક્તોના પુર્યા છે કોડરે—શામળા ગીરધારી
તમે નામ ધર્યું રણછોડરે—શામળા ગીરધારી
રાણાજીએ રઢ કરી વળી મીરાં કેરે કાજ
ઝેરના પ્યાલા આરોગીયારે વાલો ઝેરના જારણહાર રે
શામળા ગીરધારી૦
સ્થંભ થકી પ્રભુ પ્રગટીયા વળી લીધાં નરસીંહ રૂપ
ભક્ત પ્રહલાદને ઉગારીયોરે વાલે માર્યો હીરણાકશ્યપ ભૂપરે
—શામળા ગીરધારી૦
નીભામાંથી ઉગારીયાં મંઝારી કેરાં બાળ
ટીટોડીનાં વાલે ઇંડાં ઉગાર્યાં હરી હેતે થયા રખવાળરે
—શામળા ગીરધારી૦
ગજને વાલે ઉગારીયો અને સુદામાની ભાગી ભુખ
દોહલા વેળાના મારા વાલમારે તમે ભક્તોને આપ્યાં ઘણાં
સુખરે—શામળા ગીરધારી૦
પાંડવની પ્રતિજ્ઞા પાળી અને દ્રૌપદીનાં પુર્યાં ચીર
નરસિંહ મહેતાની હુંડી સ્વીકારજો તમે સુભદ્રા બેનના વીરરે
—શામળા ગીરધારી૦
તીરથવાસી ચારે જણાને રૂપૈયા છે સો સાત
વહેલા પધારજો દ્વારકાંરે એમને ગોમતી નાહ્યાની ગણી
ખાંત રે—શામળા ગીરધારી૦

રહેવાને નથી ઝુંપડુંને જમવાને નથી જુવાર
બેટો બેટી વળાવીયાંરે, મેં તો વરાવી, ઘરકેરી નારરે
—શામળા ગીરધારી૦

નવસેં ઘર નાગર તણાં તેમાં કાઢયો બહાર
નથી મારે નાતે નોતરૂરે મને નાતે કીધો તિરસ્કારરે
—શામળા ગીરધારી૦

ગરથ મારૂ ગોપીચંદન તુલસી હેમના હાર
સાચુ નાણું મારો શામળોરે મારી દોલતમાં ઝાંઝ ને પખાજરે
—શામળા ગીરધારી૦

તીરથવાસી સૌ ચાલીયા આવ્યા દ્વારકાં ગામ
આ ગામમાં એવું કોણ છે રે જેનું શામળશા શેઠ એવું
નામરે—શામળા ગીરધારી૦

નથી બ્રાહ્મણ નથી વાણીયો નથી ચારણ નથી ભાટ
લોક કરે છે ઠેકડીરે નથી શામળશા શેઠ એવું નામરે
—શામળા ગીરધારી૦

નિરાશ થઇને નીકળ્યા આવ્યા નગ્રની બહાર
વેષ લીધો વણીકનો ધર્યું શામળશા શેઠ એવું નામરે
—શામળા ગીરધારી૦

હુંડી લાવો હાથમાં આપું પુરા દામ
રૂપેયા આપું રોકડારે મારૂં શામળા શેઠ એવું નામરે
—શામળા ગીરધારી૦

હુંડી સ્વીકારી શામળે અરજે કીધાં કામ

મૈતાજી ફરી લખજોરે મુજ વાણોતર સરખું કામરે
—શામળા ગીરધારી૦

---

## થાળ ૬૬

આવે આવે લટકંતી વૃજ નારી કે; મેવા લાવે મીઠડારે લોલ
વ્હાલા મારા સંસારમાં એક સાર કે જેણે હરી દીઠડારે લોલ
વ્હાલા મારા ખારેક ખાંડ ખજુર કે સાકર સેરડીરે લોલ
વ્હાલા મારા ઘેબર જલેબી પકવાન કે પીરસુ પ્રેમથીરે લોલ
વ્હાલા મલપતા મંદિરે પધારો કે, નિરખુ નેહથીરે લોલ
વ્હાલા મારા ભકત તણે ઘેર જાવ કે શીતળ સ્વભાવનારે લોલ
વ્હાલા મારા તુલસીના પત્રે જમાડું કે ભૂખ્યા હરી ભાવનારેલોલ
વ્હાલા મારા જળ જમુનાની ઝારી કે આચમન લીજીએરેલોલ
વ્હાલા મારાલવીંગ સોપારી મુખવાસકેપાનબીડાંલીજીએરેલોલ
મહેતા રામ કૃષ્ણ પ્રભુ રંક, પ્રસાદી દીજીએરે લોલ
વ્હાલા મારા ભકત તણા પ્રતિપાળકે, દર્શન દીજીએરે લોલ

---

## ભજન ૬૭

મારાવ્હાલાનંદદ્દાલાહું લાગુંપાય મારાવ્હાલા શ્રીરણછોડરાયજીરે
સુખ જોઇ રહ્યા મોહી આનંદ ન સમાય—
મારા વ્હાલા શ્રીગોપાળલાલજીરે
ધન્ય ભાગ્ય ઘેર જાગ્ય તીરથ સૌ દેવ—
મારા વ્હાલા શ્રી રણછોડરાયજીરે

મારે ઉર જરૂર કરીને રહેજો વાસ-
મારા વ્હાલા શ્રીગોપાળલાલજી રે
સદા આપો ભકત સ્થાપો તમ ચર્ણોની સેવા-
મારા વ્હાલા શ્રીરણછોડરાયજી રે
દાસ વીસા તણી વાણી મેં રૂદીયામાં જાણી-
તારો દાસ હું ગોપાળલાલજી રે.

---

આરતી ૬૮

# શ્રી હરિની આરતી

જય દેવ જય દેવ જય રાધારમણા-પ્રભુ જય રાધારમણા,
જય ગોપીજન વલ્લભ (૨) દુઃખ સકલ શમના-
જય દેવ જય દેવ૦ ધ્રુવપદ
જય જય કુંજબિહારી, જય ગોકુલરાયા પ્રભુ જય૦
વ્રજવિધુ રાસવિહારી (૨) નિજજન સુખદાયા. જય૦ ૧
જય વૃંદાવનવાસી જય જય જય ગિરધારી પ્રભુ જય૦
ગોપીજનમનરંજન (૨) જય મુરલીધારી. જય૦ ૨
જય જય દેવકીનંદન જય મથુરાધીશા પ્રભુ જય૦
નંદયશોદાનંદન (૨) જય જય જગદીશા જય૦ ૩
જય જય કંસનિકંદન દાનવકુલદલના પ્રભુ૦
ભકતજન પ્રતિપાલક (૨) જય દુર્જન છલના જય૦ ૪
જયસુંદર શામળિયા પીતાંબરધારી પ્રભુ૦
મોરમુકુટ શિર શોભે (૨) અતિ મંગલકારી જય૦ ૫

કર્ણવિષે શુભ કુંડલ મકરાકૃતિ શોભે પ્રભુ૦
નાસાગ્રે મુક્તાફળ ( ૨ ) જોતાં મન લોભે. જય૦ ૬
હૃદયે કૌસ્તુભ ઝળકે મણિમુક્તામાળા પ્રભુ૦
બાંહે બાજુ બિરાજે ( ૨ ) અતિશય તેજાળા. જય૦ ૭
કટિયે કિંકિણિ રણકે નૂપુર ચરણ વિષે પ્રભુ૦
મણિબંધે મણિ ભૂષણ ( ૨ ) અતિ સુંદર દીસે. જય૦ ૮
ભાલે તિલક વિશાળ શોભે મૃગમદનું પ્રભુ૦
વનમાળાપર ગુંજે ( ૨ ) ટોળું ષટપદનું. જય૦ ૯
હસિત વદન કરી ઉભા મુજ સામું જોઇ પ્રભુ૦
કૃપા કટાક્ષે દુઃખડાં ( ૨ ) સૌ નાખ્યાં ધોઇ. જય૦ ૧૦
એવા હરિ નિરખી મેં લ્હાવો સર્વ લહ્યો પ્રભુ૦
પ્રપંચ આશા છુટી ( ૨ ) ભવભય ભસ્મ થયો. જય૦ ૧૧
હવે વિનંતી એટલી શ્રી હરિ તવ ચરણે પ્રભુ૦
મુને નિરંતર રાખો ( ૨ ) દાસ કરી શરણે. જય૦ ૧૨
બાંહ્ય ગ્રહી તરછોડો તો નિજ બિરદ હારો પ્રભુ૦
જેવો ગણશો તેવો ( ૨ ) છું પણ ઉદ્ધારો. જય૦ ૧૩
એવી હરિની આરતી જે હેતે ગાશે પ્રભુ૦
હરિદાસ પ્રભુ તેને ( ૨ ) પ્રેમામૃત પાશે. જય૦ ૧૪
જયદેવ જયદેવ જયરાધારમણા પ્રભુ જય૦
જય ગોપીજનવલ્લભ ( ૨ ) દુઃખ સકલ શમના. જય૦ ૧૫

૬૯ સ્તુતિ

# श्रीरामचंद्रजीना ध्यानसह स्तुति

श्रीरामचंद्र कृपालु भज मन हरण भवभय दारुणं;
नवकंजलोचन कंजमुख करकंज पदकंजारुणं. १

कंदर्पअगणित अमित छवि नवनील नीरद सुन्दरं;
पटपीत मानहु तडित रुचि शुचि नौमिजनकसुतावरं. २

शिर किरीट कुण्डल तिलक चारु उदार अंग विभूषणं;
आजानुभुज शरचापधर संग्रामजित खर दूषणं. ३

भज दीनबंधु दिनेश दानव दळन दुष्ट निकंदनं;
रघुनंद आनंदकंद कोसळचंद दशरथनंदनं. ४

इति वदति तुलसीदास शंकर शेष मुनि मन रंजनं;
मम हृदयकंज निवास कुरु कामादि खलदळ गंजनं. ५



# ૭૦—શ્રીહરિનામની ધ્વનિયો

## ધુન

બંસી બજાવે દિનો નાથ શ્રી રાધે રાધે
વૃંદા તે વન કેરી કુંજમાં શ્રી રાધે રાધે
ઝાંઝરના ઝણકાર શ્રી રાધે રાધે
નેપુરના ખખડાટ શ્રી રાધે રાધે
થઇ રહ્યો થેઈ થેઈકાર શ્રી રાધે રાધે

## ધુન

રઘુપતિ રાઘવ રાજારામ પતિતપાવન સીતારામ
ગંગા તુળસી સાલીંગ્રામ ભજ લે પ્યારે સીતારામ
અહલ્યાના ઓદ્ધારણ રામ જાનકીજીવન સીતા રામ

## ધુન

રામા રામા ઘટઘટમાં વ્યાપિક રામા
ચટમાં ચટમાં પટમાં રામ
અહલ્યાના ઓદ્ધારણ રામ
પતિત કેરા પાવન રામ
ફરશી ધારી ફરશુરામ
જાનકી—જીવન સીતારામ—રામા રામા

## ધુન

ગોપાળ રાધે કૃષ્ણ ગોવિંદા ગોવિંદા
હરિ હરિ ગોવિંદા ગોવિંદા
રાધે ગોવિંદા ગોવિંદા
જય જય ગોવિંદા ગોવિંદા
ભજ મન ગોવિંદા ગોવિંદા—ગોપાળરાધે



## ૭૧—વૈષ્ણુવજન

વૈષ્ણુવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે
પરદુઃખે ઉપકાર કરે ને, મન અભિમાન ન આણે રે—
વૈષ્ણુવ૦

સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે
વાચ કાછ મન નિશ્ચલ રાખે, ધન્ય ધન્ય જનની તેની રે—
વૈષ્ણુવ૦

સમ દૃષ્ટિ અને તૃષ્ણા ત્યાગી પરસ્ત્રી જેને માત રે
જીહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે—
વૈષ્ણુવ૦

મોહ માયા વ્યાપે નહિ જેને દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે
રામનામશું તાળી રે લાગી સકળ તિરથ તેના તનમાં રે—
વૈષ્ણુવ૦

વણ લોભી ને કપટ રહિત જે, કામ ક્રોધ નિવાર્યા રે
ભણે નરસૈયો તેનું દર્શન કરતાં, કુળ ઇકોતેર તાર્યા રે—
વૈષ્ણુવ૦



## ૭૧—અચ્યુતમ્

અચ્યુતમ્ કેશવમ્ રામ નારાયણમ્ઃ
કૃષ્ણ દામોદરમ્ વાસુદેવં હરિમ્ઃ
શ્રીધરં માધવમ્ ગોપીકા વલ્લભમ્ઃ
જાનકી નાયકમ્ રામચંદ્રં ભજે.

હરે રામ હરે રામ
રામ રામ હરે હરે

નમઃ પાર્વતી પતયે હર હર મહાદેવ હર
જય જય સીતારા..................મ

શ્રી શેષશાયી ભગવાન—



# મનન કરવા યોગ્ય.

૧ સૌની સાથે હળીમળીને રહેવું. સર્વને વહાલા લાગીયે તેમ વર્તવું.
૨ બોલવું વિચાર કરીને કે જેથી પસ્તાવું પડે નહિ.
૩ આપ ભલા તો જગ ભલા, નમ્યા તે પ્રભુને ગમ્યા.
૪ કોઇની નિંદા કરવી નહિ. અવગુણ જોવા નહિ.
૫ સાચને આંચ નથી. કસોટીએ ચઢયા પછી ભવ તરાશે.
૬ આ વખત પણ વહી જશે તે ધ્યાનમા રાખવું.
૭ સંતોષી નર સદા સુખી, અસંતોષી સ્વપ્ને પણ દુઃખી.
૮ મૂર્ખમાં ન ગણાઇએ તે ધ્યાનમા રાખવું. વિવેકી મૂર્ખ નથી.
૯ બેસીએ જોઇ તો ઉઠાડે ન કોઇ, પોતાની આવડત પ્રમાણે સ્થાન લેવું.
૧૦ જક્કી બનવું નહિ, પોતાનું ખરૂં પણ માર્યું જાય છે, ગમ ખાઇ વિવેકથી વાત કરવી.
૧૧ લાખ જતાં શાખ ન જવા દેવી, શાખ રહે લાખ મળે છે.
૧૨ દરેકનો વિશ્વાસ મેળવવા પ્રયત્ન કરવો. તિરસ્કારભરી દષ્ટિએ સામા જવું તેના કરતાં મરવું સારૂં.

**મોહનલાલ એમ. શાહ.**



# સેવા



તું કોણ ક્યાંથી આવિયો, શું કામ, ક્યાં જાવું હવે?
અંતઃકરણને પૂછી જો કે જન્મ કેમ ધર્યો ભવે?
લક્ષ શું અહીં આવ્યા હતા, લક્ષ શું જવાનું સંભવે?
કરવો ઘટે આ પ્રશ્નનો, નિકાલ અંતરના રવે. ૧

"તું કર્મધારક માનવી, ઉતરેલ સ્વર્ગથી ભ્રષ્ટ થઈ,
"સંપૂર્ણ સાધી પુણ્ય, પ્રભુપન્થે વિચરવાનું સહી;
"દેવું અહીં ઉતર્યા હતા, થઈ મુક્ત જાવું સંભવે,"
નિકાલ આ, સૌ પ્રશ્નનો સંભળાય અન્તરના રવે. ૨

જન્મી જનેતાકૂખ જીવનસૂત્ર—અર્થે ઈશ્વરે—
દીધાં હવા, જળ, તેજ, પૃથ્વિ ને ગગન આદિ ખરે;
એ સર્વ પોષક બક્ષીસોથી પ્રાણી સૌ પોષાય છે,
તો મુક્તિ માટે સજ્જ થા, આયુષ્ય ઓછું થાય છે. ૩

જન જે વડે સોહાય છે, રક્ષાય છે, પોષાય છે,
તેમાં પ્રભાવ પ્રભુતણો—પ્રભુસૃષ્ટિનો જ ધરાય છે;
ધન જે મળે, બળ કે કળે, જન જે રળે ને સર્વમાં,
સર્વાત્મની છે સહાયઃ એ સિદ્ધાન્ત ભૂલ માં ગર્વમાં. ૪

પરજન્મનાં ઋણ ટાળવા, પ્રભુપન્થ જીવન વાળવા,
છે મુખ્ય સાધન એક—દીક્ષા કરારો પાળવા;
સેવા કરો તન-મન-ધને, નિવારો દ્રષ્ટિ સાંકડી,
પ્રભુ ભાવથી સત્કારશે તમ ફૂલ કે ફૂલ પાંખડી. ૫